

# સંવાદમાલા મણકો ૧ લો.

## અનુક્રમણિકા.




| સંવાદ. | | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧. | પાજી નવાબ. | ૧૫૨–૧૬૪ |
| ૨. (૪૫) | જડજ અને વકીલ. | ૨૭૩–૨૮૧ |
| ૩. (૪૬) | લાડુ પુરાણ અથવા મોદક માહાત્મ્ય. | ૨૮૧–૨૮૭ |



સંયોજક અને પ્રકાશકો,

**હરિલાલ ચંદુલાલ ઠાકોર.**

હેડમાસ્તર, સ્કોટ કૉલેજ સાદરા–મહીકાંઠા.

અને

**ભાઈચંદ પૂજાદાસ શાહ.**

હેડમાસ્તર, તાલુકા સ્કૂલ ડભોડા–મહીકાંઠા.



પ્રથમાવૃત્તિ. પ્રત ૨૦૦[illegible].

સંવત ૧૯[illegible]. સને ૧[illegible]૨.





અમદાવાદ ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.


**કિમ્મત બે આના.**



# (૧) પાજી નવાબ.



( પાજી નવાબને એક સોદાગર ઘોડો વેચવા આવે છે તે ઘોડાની કિમ્મત આપતાં દરમિઆન તેમની જ્ઞાનશક્તિનો ચિતાર બતાવેલ છે. રાજ્યના જુલમને કાન ન દઈ પોતે એવકુફીમાં બેહુદી બતાવે છે તેનો ચિતાર. )



દેખાવ—જનાનખાનાની બ્હાર દિવાનખાનામાં વેષ વગરના વિચિત્ર રીતના બેઠેલા નવાબ સાહેબ અહલેકારો સાથે ખુશ મિજાજમાં.

**નવાબ**—અહલેકારો સબકુ બુલાવ, તાજ પહેનાવ, સબ હાજર હો જાવ, દરબાર સજાવ, પાંઉ દબાવ. ( તેમ થાય છે. )

**નકીબ**—હજુર, એક સોદાગર ઠેર રહા હય—આનેકી મંજુરી ચાહતા હય.

**નવાબ**—આને દો, ક્યા ઘોડે લાયે ઔર ગધ્ધે. આને દો, આને દો, ક્યું દેર લગાતે હો ? ( સોદાગર પ્રવેશે છે. )

**સોદાગર**—બંદગી, નવાબ સાહેબ, બંદગી. મયેં સોદાગર હું. અચ્છે ઘોડે લાયા હું. નઝર કરું.

**નવાબ**—ક્યસા અચ્છા ઘોડા સૌદાગર-મુઝે તારીફ સુનાવ તારીફ.

**સોદાગર**—વો ઘોડેકી તારીફ જબાં ન કર શકતી હય. ઉસકા ખું અયસા તેજદાર હય-ઉસકા ચાલ અયસા જોરદાર હય જીસકા જોડા સારી જહાનમેં ન મીલે. હિમાલયકા પહાડસે ઓ ઘોડા ગીરાથા ગંગા નદીમેં ગીર કે સમુદ્રમેં ચલ ગયા થા વાંસે બી ભાગી આપસ ભાગ આયે-જોરસે આયે અયસા તિમેરમાતી ઘોડા.

નવાબ—તિલેસ્માતી ઘોડા હય, તિલેસ્માતી ઘોડા. તો જરૂર અયસા રખના હી ઠીક હયે. કયા ઉસકા બાવા બપાવા ઓર નના દદા ચચા અયસા તાજુબીકા થા જીસ્સે અયસી તિલેસ્માતી પયદા હુઈ?

સોદાગર—હજુર, ઓ અયસા બાત હય ગોયા પસીનેસે માંકડ પયદા હો સકતા હય અયસા વોહી પયદા હુવા હય. ઉસકા અમાકા પસીનાસે પયદા હુવા હય—એ હેરત હય.

નવાબ—બેશક હયરત હય, અહલેકારો કયું!

અહલેકારો—હાં હજુર, જી જીનાબ બરી હયરત–બરી હયરત.

નવાબ—બંદે સોદાગર, દેખ મયે સોદા કરૂં. કયા દામ લેયગા?

સોદાગર—ઉસકા દામ બહુત નહિ હે. હજુર ચાહે સો દે.

નવાબ—અમેરી મુન્સફી તેરેકો કયા દીલવાયગી? બોલ?

સોદાગર—આપ કદ્રદાન હો. આપ મહેરબાન હો.

નવાબ—મયે કદરદાન હું, મયે મહેરબાન હું. લેકીન અયસા હય જો આતા હે અમેરી પાસ ઓ નાખુશ હોકે જાતે હય કયોં કે અયસા હોતા હે કિસકી મુરાદ બર આનેકી બડી મુસ્કેલી આ જાતી હય ઓર અમેરા એક બડા અમલદાર ગરબડ કરનેકા ઈરાદા રખતા હય. વયસા હોને કે લીયે આપકુ મયે વયસા બોલતા હું. આપકી દામ બોલો.

સોદાગર—હજુર કા ફરમાન મેં શીરપર ઉઠાતા હું લેકીન સારે આલમ ભી ઢુંઢો અયસા માલ નહિ મીલનેકા. આપકા મુરાદ કે લીયે મેં પચાસ રૂપીઆ લઉંગા.

નવાબ—મેં પચાસ નહિ દઉંગા એ બ્હોત જાસ્તી હય. વાજબી રાહસે મંગનેસે તુમારી બાત મનાયેંગી.

સોદાગર—આપકા ફરમાન કયા? હજુર દામ બોલે.

નવાબ—હજુર બોલે? હજુરકી ઇચ્છા હય તુમકુ સો રૂપીઆ મીલે. સોસે જાસ્તી નહિ મીલેગા પચાસ મેં નહિ દઉંગા.

સોદાગર—જયસી હજુરકી મુન્સફી. હુકુમ ફરમાઈએ. ઘોડા આપ કે તબેલેમે રખનેકી મજુરી દીલવાઈએ.

નવાબ—અચ્છા નકીબ હાજર કરો ઓ સોદાગરકુ દિવાન સાહેબ કે હજુર ફરમા દો ઉસકો સો રૂપીએ દેનેકા ઓર ઘોડેકી તજવીજ કરનેકા. (બન્ને જાય છે.)

નવાબ—કયું નકીબ અબી કયોં કુછ ફરિયાદ નહિ આઈ? બીતા ફરિયાદ ઘંટા જાવે ઓ કયસા કમબખ્તીકા દીન!

નકીબ—હજુર ફરિયાદ કે લીયે એક હજામ ખડા હયે.

નવાબ—આને દો ઇધર.

હજામ—(સલામ કરી ઉભો રહે છે.)

નવાબ—કયું હજામ, કયા ફરિયાદ હય?

હજામ—ફરિયાદ બાપજી શી કરૂં? આપકા ફોજદાર સાહેબ અપના ઉપર બહુ જુલમ ગુજારેસે બોપજી ઘણા દિવસ થયા મેરેકુ હજામત કરવાઈ લેકીન પૈસા નથી આપતા હે.

નવાબ—તુમ કમબખ્ત આદમી હય. એક અમારા ફોજદાર ઓ ન દેવે પયસા હજામતકા ઓ હો કે કયસા? તુમ જુઠે હો. દેખા તુમ સચ્ચા હોવે તો ઇસકા બાલ લાવ. મુંહપર લગાવ દેખ માફકસર હોતા હય, જાઓ. જલ્દી શીરકા કટા હુવા બાલ લાવ.

હજામ—કયું સાબ એ ચ્યમ બનનેકા હયે? માથાના બાલ કાંઈ પટારેમેં હમ નહિ રખતા છીએ. પીછે આપ ફરમાઓ તો બોપજી અમો આપ ગુલામ તાબેદાર હે. આપ ફરમાઓ તો પછી ચ્યમ કરીએ? હવેથી નહિ બોલું.

**નવાબ**—અચ્છા જાવ. બાલ લાવ મગર તું બાલ નહિ લાયગા તો તેરેકું જીંદા જલાઉંગા. હાથીકે પાંવસે દબાઉંગા. હેરાન હેરાન કરૂંગા. જાઓ–નકીબ કોટવાલકુ હુકમ ભેજો. ઇસકે લીયે તરહ બનાવે.

( જાય છે. )

કયું અહલેકારો કયસા ?

**અહલેકારો**—જી હજુર કયા કહેના ?

**નકીબ**—જીનાબે આલી, એક ધોબી આકે બ્હાર ખડા રહા હય ઓર ફરિયાદકી બૂમ દેતા હય.

**નવાબ**—આને દો. અચ્છા ધોબી તેરી કયા ફરિયાદ હયે ?

**ધોબી**—આપકા ફોજદાર સાહેબને કપડા ધુલવાએ સારા બરસ તક, અમેરા રૂપઇઆ બારા નહિ દેતા હય. કોઈ ભી અમેરી ફર્યાદ નહિ સુનતે હય.

**નવાબ**—અચ્છા. ઉસમે કયા. જાઓ ગટરસે પાની નીકાલો, ફોજદાર કે વાંહ જાકે સબ કપડે ખરડાવો, ભીંજવા દો, ગંદે કર દો. પીછે ધોનેકો લે જાઓ, ઇધર લાઓ, દેખો પીછે કયસા તુમેરા નાણા આજાતા હય. જાઓ જલ્દી કરો. દેખ ધોબી તુમ અયસા ન કરેગા તો તેરે શીર કટા જાયગા. જાઓ.

**સોદાગર**—( પ્રવેશી ) હજુર, દિવાન સાહેબ ના બોલતા હય સો રૂપીઆ દેને કો.

**નવાબ**—અચ્છા નકીબ જાઓ. ફરમાન લે જાઓ અઢાઇસે રૂપીઆ દેનેકો ઓ સૌદાગરકો. (ખુદસે) આધા બી ન દેગા અયસા મતહો.

**નકીબ**—હજુરે આલી, એક દરજી આકે ફરિયાદ પુકારતા હય.

**નવાબ**—આનેદો. કયું દરજી તેરી કયા અરજી હય ?

**દરજી**—સાબ આપણા ફોજદાર સાહેબે કપડાં સીવડાવ્યાં તેનાં નાણાં નથી આપતા.

**નવાબ**—અયસા ! બોલ કપડાં કીધર હય ?

**દરજી**—એ તો દેઈ દીધા સાબ.

**નવાબ**—તો મયે કયસા ઈન્સાફ કરૂં. અચ્છા નકીબ ફોજદારકુ બુલવાવો. જલ્દી બુલ્વાવો. ( નકીબ જાતા હય. )

દરજી, વહાં બેઠો,

**નકીબ**—થોડે લોક આપકી હજુર આનેકી ઈંતેજારી રખતા હય.

**નવાબ**—અચ્છા આને દો. અચ્છા લોક આપને તશરીફ કયું લીઈ.

**૧**—અહીંના ફોજદાર બુધાલાલે ગઈ કાલે રાતના અમારી નાતમાં આવી તોફાન કર્યું અને અમોને માર્યા,

**નવાબ**—તુમકુ ! તુમકો કયા હુઆ ?

**૧**—અમકુ મારા બહોત માર દીયા ?

**નવાબ**—કીસને દીયા ?

**૧**—આપકા ફોજદારને.

**નવાબ**—અમેરા ફોજદાર અયસા તોફાન કરે ઓ બાત તદન જુઠા હય. જાઓ બયઠો. વાંહ બયઠો. અભી ફોજદાર આયગા.

**સોદાગર**—હજુરે આલી, દિવાન સાબ ન બોલતા હય. અઢીસો દેનેકો ના મંજુર કરતા હય,

**નવાબ**—ઓ કયસા ! સોદાગર સાહેબ મયે આપકુ પહીલેસે એ બોલ દીયાથા. ઓ આદમી અયસા હરબખ્ત કરતા હય. લો દેખો મયે ધીરસેહી બાત કરતા હું. નકીબ જાઓ દિવાન સાહેબકુ બોલ દો અમેરા ગુસ્સા મત બઢાવો. ઓ સોદાગરકુ અઢીસો દેનેકો જાસ્તી હોવે તો પાનસો દો પાનસો. જાઓ બોલો. (ખુદસે) પા ભાગ નહિ દેગા અયસા મુરખા નવ હોગા.

( જાય છે સોદાગર સાથે નકીબ ).

ફોજદાર—( પ્રવેશે છે ).

નવાબ—અચ્છા ફોજદાર સાહેબ, એ લોક આપકા સામને ફરિયાદ લાએ હયે. ચલાવ દરજી ઇધર આજા. ક્યું તેરી ક્યા ફરિયાદ હય ?

દરજી—સાહેબ મ્હારા કપડાના નાણા નથી આપતા.

નવાબ—ક્યું ફોજદાર સાબ તુમ ક્યા કહેતા. અમકુ ખાત્રી હય એ લોક બદમાશ હય. અચ્છા આપ આપકા જવાબ દેદો.

ફોજદાર—સાહેબ, આવાં કપડાં તે શીવી શકે છે ? પૂછો.

નવાબ—એ સચ હય. ક્યું અયસા કપડા તું તૈયાર કર શકતા હય ?

દરજી—જી હા.

નવાબ—અચ્છા તો તુમ જાઓ એ ફોજદાર સાહેબ સાથ. તુમને કપડા સીલવાયા હોય એ સબ લે જાઓ ઓર તુમેરા દોરા ઓર સીલાઈ પીછે લે જાઓ. જાઓ અયસા કરો. (દરજી જાય છે.)

નવાબ—અચ્છા ફોજદાર સાહેબ, એ લોકકી ક્યા બાત હય ?

ફોજદાર—સાબ એ સબ જુઠે હય, કાલ એ સામને આયા હે એ કચરા પુજાને એક ડાંગ લાકર તોફાન બનાયા. એ મોંઘા પથરાને દો ડાંગ લેકર તોફાન બનાયા. એ કાંકરા ઇંટાલાને ચાર ડાંગ લેકર તોફાન બનાયા ઔર એ હરખા ભરખાને તો સારા સ્હેરકા ઝાડકી ડાંગ બના કે તોફાન કર દીયા. અયસા હે હજુર. અમેરા ગુન્હા હોવે તો શિક્ષા ફરમાના.

નવાબ—ક્યું લોક એ ક્યા સચ હય ?

( બધા ગરબડ કરી મૂકે છે ).

ફોજદાર—દેખો સાબ એ કયસા ઘોંઘાટ કરતે હય એસા

હી ઘોંઘાટસે અમેરા કાન ફોડ ડાલે ઓર ઉસીકા તોફાનસે ભાંગ-ફોડ કર દીઈ.

૧—સાબ એ વાત બરાબર નથી. અમોએ તેવું કાંઈ તોફાન કર્યું નથી. જમવા જઇએ ત્યાં ડાંગ લઈને જઈએ એ કેમ બને ?

ફોજદાર—હજુર ઓ સબ બદમાશ હય.

નવાબ—બરા બદમાશ હય.

ફોજદાર—હજુર ગાંવમે જા કર દેખો અભી એક ભી ઝાડ વેરપર માલુમ ન હોતા. ચાર ચંદરોજપે જહાં સબ દખ્ત હોતે યે વાંહ આજ કુછ ભી નહિ હય. સબ ઝાડ તોડ કે તુફાન મચાયા, ધુંધાટ બનાયા ઓર સારી પોલીસકુ હેરાન હેરાન કર દીયા. અભી ક્યાજી. બોલો ?

નવાબ—બરોબર હય. સચ હય. ફોજદાર સાહબ ઓ સબ લોકકુ આપ લે જાઓ. જેલમેં બેઠાવો ઓર દંડ કરો જયસા આપકી મુન્સફી. ઇસ્કો એયસા કરો જયસા સારી જિંદગી અમેરા મહેલકા ઓર સારા ગાંવકા છપરેપર રહેતા હોવે અયસા ઝાડ ન બિગાડે. અયસી સખ્ત શિક્ષા કરો.

૧—સાબ કાંઈ છાપરા ઉપર ઝાડ ઉગતાં હશે !

નવાબ—તો કયા ફોજદાર મારામારી કરતા હશે ?

૧—સાહેબ, અમો તો ફરિયાદ કરવા આવ્યા ત્યાં અમનેજ ધકેલશો.

નવાબ—જુઠ્ઠા ફરિયાદ લેકર આઓ મગર મયે તુમકો શિક્ષા ન કરૂં ?

૧—અમારા બારિસ્ટરને આવવા દો. તેમને આપને કહેવા દો. પછી આપને યોગ્ય લાગે તેમ કરો.

નવાબ—અમુક બેરિસ્ટરકા જરૂરિઆત નહિ હય. બેરિસ્ટર અંગ્રેજી અદાલતમેં બકબકાટ કરતા હય. અમેરે વાંહ અયસા બેરિસ્ટરકી કુછભી જરૂરત નહિ. જાઓ જી. ફોજદાર સાહેબ લે જાઓ.

( ધાંધાટ કરતા જાય છે )

નવાબ—અહલેકારો કયસા કમબખ્ત એ લોક.

અહલેકારો—તદન નાપાક તદન નાપાક.

નવાબ—કયું કયસા મેને કીયા ઇન્સાફ ?

અહલેકારો—આફરીન, હજુર આફરીન.

સોદાગર—મહેરબાન નવાબ સાહેબ, હજુરે આલી, એ દિવાન સાબ પાંચસો ભી દેનેકા ના બોલતે હય.

નવાબ—એ કયા જુલુમ હય. દિવાન સાબકુ આનેદો. નકીબ સંદેશા ભેજો. સોદાગર સાબ આઈએ આપ બયઠીએ.

બેરિસ્ટર—ગુડમોરનીંગ નવાબ સાહેબ.

નવાબ—તુમ કોન હો ?

બેરિસ્ટર—મયે બેરિસ્ટર હું.

નવાબ—કોનસા બેરિસ્ટર—? કાયદેકા ઓર ફાયદેકા ?

બેરિસ્ટર—આપકી અદાલતકા બેરિસ્ટર હું.

નવાબ—અદાલતમે જાઓ ઇધર કાયકો આયા ? કુછ કામ હયે ?

બેરિસ્ટર—એ લોક જો આયાથા ફરિયાદ કરનેકો ઉસકા કેસ લેકે મયે આયા હું.

નવાબ—ઉસીકા કેસ ! કીધર હયે ?

બેરિસ્ટર—મયે ઉસકા બેરિસ્ટર બનકે આયા હું.

નવાબ—અચ્છા દેખો મયે તુમકુ બેરિસ્ટર કબુલ રાખતા હું

અચ્છા બેરિસ્ટર સાહેબ ફરમાઈએ કયું તસરીફ લીધ?

**બેરિસ્ટર**—આપકા ચુકાદાપે અપીલ કરને કે લીયે?

**નવાબ**—એ લોક બડા બદમાશ હય.

**બેરિસ્ટર**—શાહુકાર હય.

**નવાબ**—સુવરકા સૌવર હય.

**બેરિસ્ટર**—ખુશબખ્ત હય.

**નવાબ**—કમબખ્ત હય.

**બેરિસ્ટર**—અયસા ન હો હજુર આપકા કાન ભરમાયે.

**નવાબ**—અયસા ન હો બેરિસ્ટર સાબ આપકા કાનસે સાન નીકલ જાવે. અચ્છા બોલો બેરિસ્ટર સાબ તુમેરી અપીલ મેયે સૂનતા હું. બોલો આપ કયસી તરહસે આકર મોજુદ હુવે હય?

**બેરિસ્ટર**—રાજ્યકા કાનુનોસે.

**નવાબ**—અચ્છા ઠેરીયે નકીબ, માસ્તરકુ બુલવાવો. અચ્છા માસ્તર એ અંગ્રેજ લોક પઢતે હે બાદશાહકી બાતકા એ આપને સુનાયાથા એ કયા?

**માસ્તર**—કિંગ્સ વીલ ઇઝ લો.

**નવાબ**—દેખો બેરિસ્ટર સાબ ઇસકા માયના પઢો. બાદશાહકી મરજી ઓહી કાનુન હય.

**બેરિસ્ટર**—ઇન્સાફકી રાહ કે લીયે એ નહિ હય. ઇન્સાફ મે બાદશાહ બદ નહિ હો સકતા હય.

**નવાબ**—સચ હય. પઢો માસ્તર એ બાત ભી. અંગ્રેજી કીતાબોમેં હય વો પઢો.

**માસ્તર**—કિંગ કમીટસ નો રોંગ.

**નવાબ**—સુનીયે બેરિસ્ટર સાબ એ કીતાબકી સાહદત.

બેરિસ્ટર—માયના ગયર માયના હોતા હય.

નવાબ—અચ્છા બેરિસ્ટર સાબ આપકુ પરશીયન આતા હય?

બેરિસ્ટર—જી આતા હય.

નવાબ—આપકુ સંસ્કૃત આતા હય? ઓ બામન લોક પઢતે હય વો?

બેરિસ્ટર—જી આતા હય.

નવાબ—અચ્છા તુમકુ રસીયન આતા હય?

બેરિસ્ટર—ઓ બેમાલુમ હય.

નવાબ—દેખો આપકું ઇટાલીયન આતા હય?

બેરિસ્ટર—વો બેમાલુમ હય?

નવાબ—અચ્છા આપકુ ફ્રેન્ચ આતા હય?

બેરિસ્ટર—વો બેમાલુમ હય?

નવાબ—દેખો આપકુ બંગાલી આતા હય.

બેરિસ્ટર—વો બેમાલુમ હય.

નવાબ—અચ્છા તો દેખો તુમેરી બેરિસ્ટરીકી પરીક્ષા હો ચૂકી. તુમ બેમાલુમ હો જહાનકે કાયદાસે. માસ્તર રસીઅન સુનાઓ.

માસ્તર—જહન જહામ્ના જબી જાલા, જહનરસીઆ ઝુનની

નવાબ—ઇસકા માયના અયસા હય. કાયદેકી અદાલતમાં કોઈ બી આદમી કો દાખલ કરના હો અગર ના ઓ સુન્સરી ઝુન માયના બાદશાહકા હય. ક્યું માસ્તર સાહેબ?

માસ્તર—જી હજુર.

નવાબ—અચ્છા ઇટાલીયનકી શાહત સુનાઓ.

માસ્તર—પ્રોબોનો પબ્લીકો રીઆલ્ટો ઇંમપીરીએટા.

**નવાબ**—ઉસીકા માયના અયસા હોતા હય. બાદશાહતકુ અયસી સત્તા દીજાતી હે જીસ્કા જોરસે સારી આમકુ જેલમે ભેજ શક્તા હય. કયું માસ્તર સાહેબ ?

**માસ્તર**—જી હજુર,

**નવાબ**—અચ્છા ફ્રેંચ ચલાવ.

**માસ્તર**—દોન દીનો દીંના દીંના દીનો દીતું રેક્ષ રીજીના.

**નવાબ**—માયના અયસા હય, બાદશાહ ઓર બેગમ સબ જહાનકા બાબા અમ્મા હય. લોકકુ મારના હોવે ઓર કયદખાનેમેં રખના હોવે ઉસકી મુન્સરી ઉસકે હાથમેં હય. કયું માસ્તર સાહેબ ?

**માસ્તર**—જી હજુર.

**નવાબ**—અચ્છા અભી બંગાલી શાદત સુનાઓ.

**માસ્તર**—દુર્ગેર રાજા દુર્ગેર પ્રજા પ્રક્ષ્યે મરૂન કાર.

**નવાબ**—માયના અયસા હય, જો લોક રાજા કા હુકમ ના ફરમાન કરતે હયે ઉસકા બેજાન હોના ચહીએ. કયું માસ્તર સાબ ?

**માસ્તર**—જી હજુર.

**નવાબ**—અચ્છા દેખો બેરિસ્ટર સાબ તુમેરા બાત સુના, ઔર અગ્રેજી, ફારસી, રસીઆઈ, ઇટાલીઅન, ફ્રેન્ચ ઓર બંગાલી જબાનકા સાદત સુનાયા. અભી બોલો આપ કયા કહે શકતે હો.

**બેરિસ્ટર**—એ સબ જુલુમ હય.

**નવાબ**—દેખો બેરિસ્ટર સાબ હમ જુલમ કરને વાલે, તો પીછે તુમ નીકલ જાઓ ઇધરસે કરકે મું કાલે, જાઓ દિવાન સાબકુ સુનાવો આપકી બેરિસ્ટકી ટર !!

અમ નહિ સુનેગા જાઓ.
અચ્છા નકીબ—દિવાન સાહેબ આયા ?
મુઆફ કરના. સોદાગર સાબ ઢીલ હુઈ.

**નકીબ**—હજુર. વો આપહી દેરસે આ રહા હય ?
દિવાનખાનેમે રાહત લેતા હય.

**નવાબ**—ખબર દો. આને દો. આઈએ હજુર દિવાન સાબ આજ બોત ગુંચાડેકા કામ આ રહા હય. આપ અભી ઓ સબકા સુનકે ઇન્સાફ કરો. લેકીન ઓ સોદાગરકા કયા હય ?

**દિવાન**—દેખો સાબ ઓ થેલીયાં હય, ઉસમે એક પચાસકી હય, એક સોકી હય, એક અઢીસોકી હય, ઓર એક પાંચસોકી હય. આપકી મરજી હોવે સો દો.

**નવાબ**—ઓ છોટી દે દો. ઓ બરીકા કયા કામ હય. લીજીએ સોદાગર સાબ હુકમ ભેજીએ.

**સોદાગર**—(ખુદસે) બડા પાજી બેવકુફ નવાબ. ( સલામ કર કે જાતા હય. )

**નવાબ**—અચ્છા દિવાન સાબ પહીલેસેહી મેં બોલા થા
ઇતના રૂપીઆ દો દીયા હોતા તો કયા હોતા ?

**દિવાન**—એકીલા બાત કરૂંગા. અહેલેકારો તખ્લીઆ-( સૌ જાય છે. ) નવાબ સાબ દેખો. ઓ બેરિસ્ટરકુ આપને નીકાલા ઓ જાયગા બડા સાબકે વહાં ઓર પીછે કરેગા કજીઆ.

**નવાબ**—કયા અમ ઓ બડા સાબકા નોકર ? અમ અમેરા કરેગા. ઓ કયા કરેગા ?

**દિવાન**—તાજ છીના જાયગા. કયા હોગા કયા ?

**નવાબ**—તો છોડદો સબકુ ઓર દો દો રૂપીએ સબ લોકકુ ઓર બેરિસ્ટરકુ બી અઢઇ રૂપીએ દો પીછે વો કયા બોલેગા ?

**દિવાન**—હજુર, માસ્તરકી પાસ અભી જાણુ લો.
એક દો પાંચ પચાસકા માયના.
નહિ જાનો હોયગા બેજાનકા રાસ્તા.

**નવાબ**—અચ્છા જી ફરમાઓ આપ જાઓ. ( જાય છે. )

[ યોજક, કાન્તિલાલ સાકરલાલ દેસાઈ ]

# (૨૭) શુદ્ધિ મહિમા.

( **સ્થળ**—અમદાવાદથી મુંબઈ સુધીની ફાસ્ટ ટ્રેનમાં સેકન્ડ ક્લાસનો ડબ્બો. )

**આનન્દમોહન**—કેમ રાવ સાહેબ ! તમે પણ મુંબઈજ કે ? તમને આજ ક્યાંથી રજા મળી ?

**સકલશુદ્ધશંકર**—હું તો એક મહિનાથી ત્રણ મહિનાની રજા ઉપર છું, નહિ તો આ ડિસેંબરમાં હમને ક્યાંથી રજા મળે ! તોપણ બારમી તારીખ ઉપર મ્હારે તાલુકામાં તો હાજર થવું પડશે, પણ તે પ્હેલાં હવે આપણા નામદાર શહેનશાહ આવે છે તે ઉપર ચાર દિવસ મુંબઈ જઈ આવવું ધાર્યું છે, તમે પણ ત્યાંજ કે ?

**આનન્દમોહન**—હા જી ? ત્યાં ચાર દિવસ તમાશો જોઈશું પછી વળી હમારી સંસારસુધારા સમાજ તરફથી એક મ્હોટું જમણ થવાનું છે ત્યાં પણ જવું છે.

**સકલશુદ્ધશંકર**—અરે મહેરબાન ! એ વાત વળી તમે ક્યાં

# (૪૫) જડજ અને વકીલ.

**સ્થળઃ—કોર્ટ; પાત્રોઃ—જડજ, સીરસ્તેદાર, ઓર્ડરલી, તહોમતદાર, વકીલ.**

( જડજ એકલા પ્રવેશ કરે છે, આવીને ખુરશીપર બેસે છે. )

જડજ—( સ્વગત ) હજુ કોઈ આવ્યું નથી. સીરસ્તેદાર પણ આવ્યો નથી. પોલીસો પણ સલામ કરતા નથી. એકવાર અહીં હલકા દરજ્જે આવેલ છું, એટલે એકદમ કોઈ માનશે નહિ. એકવાર તો બધાને દેખાડી આપવું જોઈએ. (ચશ્મા કાઢે છે.) ચશ્મા હંમેશ મારે પહેરી રાખવાં. માળો જૅકસન સાહેબ કહે છે કે તમારી આંખો બદમાસ છે. અંગ્રેજો જબરા હોય છે. આપણે ઠીક થયું છૂટયા, અને હવે આ ડિસ્ટ્રિક્ટમાં સૌથી મોટા ઓફિસર છીએ. કોણ પૂછનાર છે હવે?

સીરસ્તેદાર પ્રવેશ કરે છે. નીચો વળી સલામ કરી, પોતાની જગા પર બેસે છે.

**સીરસ્તેદાર**—સાહેબ, આજે ફોજદારી કેસ છે.

જડજ—કાગળ લાવો. (વાંચે છે.)

**ઑર્ડરલી**—સાહેબ, અમદાવાદના વકીલ આવેલ છે, અને કહે છે કે મારે સાંજની ગાડીમાં જવું છે માટે મહેરબાની કરી કેસ વહેલો લેવરાવશો.

જડજ—જાઓ, કહો કે હમણાં કાગળો પર સહી કરે છે. અમારે કાંઈ તમારા જિલ્લાના જડજની માફક એકજ કામ કરવાનું નથી, કે વકીલની રાહ જોઈને બેઠા હોઈએ. રેવિન્યુ-પોલિટિકલ-

સિવિલ-ક્રિમિનલ પરચુરણ બધું કામ અમારેજ કરવાનું. આમ આવ, ( પટાવાળો નજીક આવે છે. ) વકીલને ખુરશી ન આપીશ. ભલે, જરા લીમડા નીચે ઉભા રહે એટલે મીજાજ ઠેકાણે આવે.

( પટાવાળો જાય છે. )

સીરસ્તેદાર—સાહેબ, આપે કાગળો જોયા ?

જડજ—કાગળો તો જોયા, પણ તમે કેવા બેદરકાર છો. પહેલેથી મને કહ્યું હોત કે અમદાવાદથી વકીલ આવે છે, તો અહીંથી ગોરખડા ગામે મુકામ કરત, તો જરા વકીલે જાણત તો ખરા. ત્યાં નિર્વંશીઆ મિલ્કતની યાદી કરવાની હતી તે કામ થાત.

સીરસ્તેદાર—સાહેબ, મને શી ખબર પડે કે વકીલ આવે છે. સ્ટેશન ત્રણ માઇલ દૂર, તે હું કયાં ખબર રાખતો ફરું !

જડજ—નૉનસેન્સ. ફોજદારને કહેજો કે નવા માણસો ગામમાં આવે તેની બરાબર ખબર રાખે, અને નોંધ મને દરરોજ રાત્રે બતાવે. હવે તમે બેસી જાઓ. મને જરા કાયદો વાંચવા દો.

સીરસ્તેદાર—સાહેબ, આપ હાયરમાં પાસ થયા છો, હવે કાયદો વાંચવાની શી જરુર છે ? હું લાંબા વખતનો અનુભવી છું; અને વહીવટથી વાકેફગાર છું. મારા કહ્યા પ્રમાણે ચાલશો તો ઠીક છે, પેલા મગનલાલભાઈએ અમદાવાદમાં ઘર કર્યાં, ‘ સાહેબ ઘર કર્યાં.’ તે આ જગાના પરતાપે.

જડજ—તમે સમજ્યા નહિ. હું કાયદો વાંચું છું તે કાંઈ ન્યાય કરવા નહિ, પણ કાયદો વાંચેલ હોય તો વકીલની ભૂલ કાઢી શકાય. વળી કાયદાને કાંઈ હાથપગ છે ? એક કેસ લાભમાં હોય તો એક વિરુદ્ધમાં પણ હોય. એ બધું જાણીએ તો ધાર્યું જજમેન્ટ લખાય.

કોઈ વકીલના મગજમાં પવન હોય તો એક બે જજમેન્ટ વિરુદ્ધમાં આપીએ એટલે ઠેકાણે આવે. હવે તમે બહાર જાઓ, અને વકીલ કોણ છે, કેટલું ભણેલ છે, હોશિયાર છે કે કેમ? અને આજે કેસમાં શું કરવાના છે તે જાણી લાવો. ( સીરસ્તેદાર જાય છે, અને પાછો આવે છે. )

**સીરસ્તેદાર**—સાહેબ, વકીલ તો હજી હમણાં પાસ થયેલ છે. પેલા **ભુલાભાઈ** માજિસ્ટ્રેટનો દીકરો; અને કહે છે કે તે દલીલ કરવાનો છે.

*જડજ*—ઠીક. મેં પણ કાયદો વાંચી લીધો છે. બોલાવો તહોમતદારને.

( તહોમતદાર પોલીસ સાથે પ્રવેશ કરે છે. )

**તહોમતાર**—મહાદેવના દહેરામાં પહેલાં પોઠીઆને નમી, પછી મહાદેવને પગે લાગવું જોઈએ. તેમ અહીં પણ ( પહેલાં સીરસ્તેદારને અને પછી ન્યાયાધીશને પગે લાગે છે. )

*જડજ*—( સ્વગત ) ( ઠુંગરાય છે. ) સીરસ્તેદાર ખાઈબદેલો લાગે છે. ફીકર નહિ, લાગ આવે વાત.

**વકીલ**—May I come in Sir ?

*જડજ*—Yes, where is your Vakilatnámá ?

**વકીલ**—I have yet, to get it signed by the accused.

**Judge**—What! you have not your Vakilatnâmâ, and you sent me word, that I should take up your case earlier. Without Vakilatnama, you

are no pleader. You had no locus Standi. You had no right. I do not know you.

**Vakil**—Your worship knows that the accused was in the lock-up.

**Judge**—You ought to have come a day earlier. Alright. Get his signature.

( વકીલાતનામું રજુ કરે છે. આખું વકીલાતનામું બરોબર વાંચે છે.)

**વકીલ**—(સ્વગત) વકીલાતનામામાં તે શું વાંચતા હશે! કોઈ દી દીઠું લાગતું નથી.

**જડજ**--Filed લખી સીરસ્તેદારને આપે છે. ( વકીલને ) What do you want to do?

**વકીલ**—( સ્વગત ) સોધાં ચાલ્યે ફાવીએ એમ લાગતું નથી. Of course, your worship will proceed with the case, and I shall defend the accused.

**જડજ**—But, what do you want to do?

**વકીલ**—Defend the accused.

**જડજ**—( મુંઝાઈને ) You don't want to give your arguments?

**વકીલ**—No Sir, I did not say that I wanted to argue.

**જડજ**—But, you said so to my Sirastedar.

**વકીલ**--I had not put in my Vakilatnama then.

**જડજ**--Alright, ( કાંડા ચડાવીને ) Then, you do not want to argue in your client's favour.

**વકીલ**--No Sir,

**જડજ**—Then, you are not acting in the interests of your client. I shall issue notice under disciplinary Jurisdiction.

**વકીલ**—Thank you Sir, I am not a member of this Bar.

**જડજ**—I shall send it to the Ahmedabad District Judge.

**વકીલ**—And he will consign it to the waste-paper basket.

**સીરસ્તેદાર**--( કાનમાં ) સાહેબ, ચાર્જ ફ્રેમ કરોને, એટલે સીધો થઈ જાય.

**જડજ**—Alright. I frame the charge. (ચાર્જ વાંચી સંભળાવે છે. )

**વકીલ**—I want to cross-examine the prosecution witnesses.

**જડજ**—Show me the law. The prosecution case is already over. The witnesses have been examined and cross-( વિચાર કરીને )-you go out for a time. સીરસ્તેદારને-તમે જુઓ. જોઈ એ, આપણે જુબાનીમાં ફેરટ તપાસ નથી એમ લખેલ છે. ( જુએ છે. )

**સીરસ્તેદાર**—ના સાહેબ, લખવું રહી ગયું છે.

**જડજ**--કાંઈ ફીકર નહિ, તમે તમારા હાથે છેવટ સહી ઉપર

લખો કે ઉલટ તપાસ નથી, હું મારામાં લખું છું. ( બન્ને લખે છે. ) વકીલને બોલાવો. ( વકીલ આવે છે. )

Yes Mr. Desai, the record says that, the accused was given opportunity to cross-examine, and he had refused. You have no right now.

**Vakil**–But, under the law, the accused has a right to re-cross-examine prosecution witnesses under sec. 256.

*જડજ*—Alright. Go out for a time. ( વકીલ જાય છે. ) ( સીરસ્તેદારને, ) તમે મને પહેલેથી કેમ કહેતા નથી કે કાયદો આ પ્રમાણે છે. જોઉં. કલમ વાંચે છે. બરાબર છે. જુઓ આપણી સ્થિતિ કફોડી થાય છે. પ્રેસ્ટિજનો સવાલ છે ?

**સીરસ્તેદાર**—સાહેબ, હું તો જુનો કાયદો ભણેલો. તેમાં આ કલમ નહોતી. ( વિચારમાં પડે છે. )

*જડજ*—ઠીક. ચાલો. આમ આવો, મી. દેસાઇ. I was only seeing how for you know the law. Yes, you have a right. Begin, whom do you want first ?

**Vakil**—Of course, the complainant.

**Judge**--You cannot call him.

**Vakil**—He is a witness, he can be called.

**Judge**—Show me the law that, the complainant is a witness. Show me the law. Is there any definition of a witness ?

**Vakil**—But the complainant is examined, and whoever is examined is a witness.

**Judge**—No, the accused is also examined.

**Vakil**—He is not examined on oath. Every one who is examined on oath is a witness.

**Judge**—You are changing. You are not saying the same thing. ( ગભરાય છે. )

**સીરસ્તેદાર**—Sir, I can save the situation. The law does not apply in this non-regulated District.

**જડજ**—Now, come in. The civil Procedure Code does not apply here.

**Vakil**—It need not Sir. I am relying upon the Criminal procedure Code.

**Judge**—( હાથ પછાડે છે. ટેબલપરની ટાંકણી હાથમાં વાગે છે, બરાડા પાડીને )

You are insulting the Court. I know the law, You must understand, it was a slip of the tongue.

**Vakil**—I thought, it was a slip of the brains.

**સીરસ્તેદાર**—Sir, there is no Vahivat that, Ahmedabad pleaders can come here. I am old but no Ahmedabad man has come.

**Judge**—Yes, mr. Desai, You have no right

to appeal in this case. Show me the law, show me the section.

**Vakil**--I cannot show any law, or section where no laws apply.

**Judge**--I do not allow you, You can appeal if you liks.

( વકીલ ચીડાઈ ને જાય છે. )

**સીરસ્તેદાર**—સાહેબ, આપ તો બહુ જબરા. વકીલને હરાવ્યો.

જડજ—તે તો જરા ચખાડવું જોઈએ.

કારકુન—સાહેબ, વકીલ તેમના ગુમાસ્તાને મોંઢે કહેતા હતા, કે હું એડવોકેટમાં આર્ટિકલ આપીશ.

જડજ—અલ્યા જા, જા, પાછા બોલાવ. પાછા બોલાવ.

( વકીલ આવે છે. ) કેમ મી. દેસાઈ, આવો, બેસો, તમે કઈ કોલેજમાં પાસ થયેલા ?

વકીલ—વડોદરા.

જડજ—અહો ! હું વડોદરાનોજ રહેવાસી છું. તમે કયાં રહેતા હતા ? કઈ સાલમાં પાસ થયા ? તમારા ફાધર તો હાલ રિટાયર થયા હશે ? અલ્યા, જાને, ઘેર કહેને, જરા ચા તયાર કરી લાવ. (પટાવાળો જાય છે. ) તમારા ફાધરે કયાં કયાં નોકરી કરેલી, હાલ કેટલું પેન્શન મળે છે ? અમે વડોદરામાં અમદાવાદી પોળમાં રહીએ છીએ. તમને માઠું લગાડવાનો મારો ઈરાદો નહિ, પણ તમે જાણો છો ને ? આતો Non-Regulated-provinces. અમારે પોલિટિકલ એજન્ટોને પૂછીને કામ કરવું જોઈએ. અહીં કાયદો લાગુ નથી. અમારે પણ એજ મુંઝવણ છે. હું પોલિટિકલ એજન્ટની પરવાનગી

મેળવી લઇશ તમારે માટે. પછી આવજો. હું તો એ ખાસ પસંદ કરૂં છું કે મારી કોર્ટમાં સારા વકીલો આવે.

**પટાવાળો**—સાહેબ, બાસાહેબ કહે છે કે દૂધ નથી.

**જડજ**—હરામખોર-લુચ્ચા ગમે તેની બકરી, ગાય, ગમે તે હોય, તે દોવરાવી લાવ. શરમાતો નથી? ‘નથી’ કહેતાં સત્તા શા કામની છે?

**Vakil**—Thank you please. I do not think, I can wait till your man finds out a goat or a cow. It is high time. I should leave for the train. I have to attend the City-magistrate's Court to-morrow. (વકીલ જાય છે.)

---

# (૪૬) લાડુપુરાણ અથવા મોદકમાહાત્મ્ય.

## પ્રવેશ ૧ લો.

પાત્રો:-બે વિદ્યાર્થીઓ.

**૧ લો વિદ્યાર્થી**:—મિત્ર! આ પધારેલા સજ્જનોને આનંદ આપવા આપણે કંઈ યત્ન કરવો જોઈએ.

**૨ જો વિદ્યાર્થી**:—હા, મિત્ર કરવો જોઈએ.

**૧ લો વિદ્યાર્થી**:—શો વિષય પસંદ કરીશું?

**૨ જો વિદ્યાર્થી**:—કેમ વળી? “**यथा देहे तथा देवे**” આપણને બાળકોને જમવામાં મિષ્ટરસ પ્રિય અને સાંભળવામાં હાસ્ય·

રસ પ્રિય તો આપણા મહેમાનોને પણ તેજ રસનું લ્હાણું કરીએ. લાડુ-પુરાણ અથવા મોદકમાહાત્મ્ય ભજવીએ તો કેવું ? !

**૧ લો વિદ્યાર્થી:**—હા, યાર ! એજ, એજ, પણ લાડુપુરાણ નિર્વિઘ્ને ભજવાય એટલા માટે ઈશ્વરસ્તુતિ કરીએ.

"........પણ લાડુની સ્તુતિ ભૂલતો નહિ હો !"

### ઈશ્વર સ્તુતિ.

લાડુની જગત બનાવો દીનાનાથ લાડુની જગત બનાવો.
લાડુના લોટા લાડુના પ્યાલા, લાડુનું પાણી બનાવો. દીના૦
લાડુના ઘોડા લાડુના હાથી, લાડુની દુનિયાં બનાવો. દીના૦
લાડુની નદીઓ લાડુના દરીયા, લાડુના પર્વત બનાવો. દીના૦

---

## પ્રવેશ ૨ જો.

( પાત્રો:—મોદકાનંદજી, તેનો ભત્રીજો, હિતેચ્છુ, ત્રણ બ્રાહ્મણો અને વૈદ્યરાજ. )

( મોદકાનંદજી સોબતીઓ સાથે જમીને આવતા હોય તેવો દેખાવ. મુગટા લોટા સાથે ).

**મોદકાનંદજી:**—ભજ મિષ્ટાનં ! ભજ મિષ્ટાનં ! મિષ્ટાનં ! ભજ મૂઢ મતે !

(બે ત્રણ વાર હાથથી તાળીઓ પાડીને, સોબતીઓ પણ તેમજ કરે છે.)

**ભત્રીજો:**—કાકા ! ભજ ગોવિન્દં ! ભજ ગોવિન્દં ! તો સાંભળ્યું છે. પણ તમે આ નવું ભજ મિષ્ટાન્નં ! ભજ મિષ્ટાન્નં ! ક્યાંથી લાવ્યા ? !

**મોદકાનંદજી:**—અરે હાય ! આ છોકરાથી તો કાયર ! આ દોઢ ડાહ્યાને મેં કરોડ વાર બોધ કર્યો છે કે:—

परान्नं दृष्ट्वा दुर्बुद्धे मा दयां कुरु कदाचन
परान्नं दुर्लभमन्ये प्राणा जन्मनि जन्मनि।

અલ્યા! મરી જઈશ તો જન્મ તો ફરી પણ મળશે પણ આ લાડુ કયાં મળશે?! લાડુ! લાડુ! લાડુ! લાડુ!

[ ચીઢાઈને ભત્રીજા સામે હાથ કરીને બોલે છે. ]

**ભત્રીજો:**—કાકા બળ્યું! તમારી સાથે જમવા આવવું! હવે કદી તમારી સાથે જમવા નહિ આવું! ખાતાં ખાતાં એક ગડદો માર્યો તે હજુ મારાં પાંસળાં દુઃખે છે.

**મોદકાનંદજી:**—ગડદો ન મારે તો? જમતાં જમતાં પાણી પીધું, તેથી એટલું ઓછું જમાયું ને?

**ભત્રીજો:**—કાકા! તમે સમજ્યા વગર માર માર કરો છો! જાઓ! પહેલાં જમ્યા એટલે પેટમાં શંકુ આકારની ટેકરી થઈ હોય તે પાણી પીધું એટલે સપાટ થઈ ગઈ એટલે વધારે લાડુ ગોઠવવાની જગા થઈ.

**મોદકાનંદજી:**—લે, ત્યારે આ એક બીજો ગડદો મુરખા! પહેલાં ન બોલ્યો! પહેલાં બોલ્યો હોત તો હું એમ કરતને? એટલે એક બે લાડુ વધારે ગોઠવાત.

**ભત્રીજો:**—કાકા! ઉંધ્યા તમારા લાડુ. મારી મારીને દમ કાઢી નાંખો છો. જાઓ, તમારી જોડે નથી આવવું.

**મોદકાનંદજી:**—ચાલ ચાલ, હવે ઝટ ઘેર ચાલ! નહિ તો કાલને માટે કોઈ ઘેર નોતરૂં દેવા આવ્યું હશે તો ઘર વાસેલું જોઈ પાછું જશે.

**ભત્રીજો:**—જાઓ! નથી આવતા! (ખેંચાખેંચ થાય છે.)

**હિતેચ્છુ:**—કેમ મોદકાનંદજી! કાકા ભત્રીજાને શી તકરાર થઈ છે?

**મોદકાનંદજી**:—અહો હિતેચ્છુ ભાઈ ! તમે ક્યાંથી ? જુઓને આજકાલનાં છોકરાં જમવાથી કાયર થાય છે. અમે તો એના જેવડા હતા, ત્યારે પીરસતાં પીરસતાં પાંચ સાત અડાવી જતા. ત્રણ ટંકનું સાટું ન વાળીએ તો આપણે ભૂદેવ શાના ?

**હિતેચ્છુ**:—મોદકાનંદજી ! ભૂદેવપણું તો મોદકનાં માથાં ભાગવામાં જ આવી જતું હશેને ? તમે ત્રણ ટંકનો બચાવ કરવાના લોભમાં આ બીચારા છોકરાનું ત્રણ દિવસનું ભણતર બગાડયું !

**ભત્રીજો**:—હા ! હિતેચ્છુ કાકા ! આજ તો જાણે જમવા જવાનું એટલે આજનું લેસન વાંચ્યું નથી. કાલનું લેસન શું આપ્યું છે તેની ખબર નથી, અને કાલનું નહિ કરી જાઉં એટલે પરમ દિવસનો નવો પાઠ સમજ પડવાનો નથી.

**બીજો બ્રાહ્મણ**:—હવે હાહ્યલા લેસન લેસન શું કરે છે ?! તારા લેસન કરતાં આજે વેસનના ચુરમાના લાડુ કેવા હતા તેની જરા વાત કરને !

**હિતેચ્છુ**:—પણ ભૂદેવો ! આજ કોનું કલ્યાણ કરી આવ્યા ?

**ત્રીજો બ્રાહ્મણ**:—આપને જમવા જવું નહિ એટલે શી ખબર ? આપણી જ્ઞાતિનો પેલો ભિક્ષુશંકર ગુજરી ગયો તેનું બારમું હતું.

**હિતેચ્છુ**:—અરરર, ગજબ ! એવા જુવાનના મરણ પાછળ લાડવા. તમારા એક રાતના વાળુમાં-બીચારાં એનાં બાળક અને વિધવા સ્ત્રી જન્મારાના માટે ભિખારી થશે. તમને એ લોહીના લાડુ ગળે શે ઉતર્યા ?

**મોદકાનંદજી**:—ઓ મારા ભાઈ ! લોહીના લાડુ શાના ? લાડુ ખાસા શેરે શેર ઘીના બટાકાનું શાક ! અને દાળભાત !

પુરીઓ! વડાં! નામ દેતાં મોંમાં પાણી આવે છે! તે ગળે કેમ ન ઉતરે? આ તો કળિયુગ આવ્યો! નહિ તો બ્રહ્મભોજન સામે ટીકા હોય?!

૧ લો બ્રાહ્મણ—અરે હા! કળિયુગ આવ્યો! ત્યારે આવા ઉપદેશક થયા. હવે જમાડનારાઓમાંએ કયાં શ્રદ્ધા છે?! ને જમનારાઓમાંએ કયાં છે?!

બીજો બ્રાહ્મણઃ—ખરી વાત છે, અસલની શ્રદ્ધાની તો શી વાત? શામળશાભાઈ શેઠને ત્યાં જમણવાર ત્યાં છૂટા ચુરમા ને ઘીનાં જમણ!!! જમાડનાર અને જમનાર બન્ને ભાવિક પછી વાત શી કહેવી? આગ્રહ કરી કરીને એવા તો જમાડયા કેઃ–આઠ બ્રાહ્મણો તો ઘેર આવતાં આવતાં રસ્તામાં તરફડીને મરી ગયા. આ એનું નામ તે શ્રદ્ધા!

મોદકાનંદજીઃ—ખરી વાત છે. ભૂદેવોને જમાડે નહિ તો સ્વર્ગમાં પામે શું રાખ?

હિતેચ્છુઃ—હા ખરી વાત! ભૂદેવનાં પેટ તો લેટરબોક્ષ જેવાં ખરાંને? લેટરબોક્ષમાંના કાગળ પહોંચી જાય, તેમ આપના પેટમાંના લાડુ પણ સ્વર્ગમાં પહોંચી જતા હશેને?

ભત્રીજો:—હિતેચ્છુ કાકા! મારા મોદકાનંદજી કાકાને લાડુ ઉપર કેટલો પ્રેમ છે? તે આપ જાણતા નહિ હો. ત્યારે સાંભળોઃ– એક વખત મારા મોદકાનંદજી કાકા ચાલતા ચાલતા ભોગાવા નદીના કાંપમાં કમર સુધી ઉતરી ગયા. કસે નીકળાય નહિ. આખરે ભેગા મળેલા લોકો એક ચોકીએથી છોડી ચાર બળદ લાવ્યા. મારા કાકાની આજુબાજુ દોરડું બાંધી બળદની ધુંસરીએ જોડી, બળદને હાંકયા તોએ નીકળે નહિ. એટલામાં એક જણે મોટી બૂમ પાડી કેઃ–સાંજે સાંમેના ગામમાં લાડુનું જમણ છે. લાડુ!! તે શબ્દ મારા કાકાને

કાને પડતાં એવા જોરથી મારા કાકાએ કુદકો માર્યો અને ઝટ લેઈ ને બ્હાર નીકળી ગયા. હિતેચ્છુ કાકા! લાડુ શબ્દનું આવું માહાત્મ્ય છે.

હિતેચ્છુઃ—જીભના સ્વાદને લીધે આ લોકોની બુદ્ધિ જડ થઈ ગઈ છે. મહારાજ! તમે શો ધંધો કરો છો?

બીજો બ્રાહ્મણઃ—ધંધો? કૃષિશાસ્ત્રનો!

હિતેચ્છુઃ—અહો! કૃષિનું પણ શાસ્ત્ર! શીખતા અને શીખવતા હો તો દેશનું કલ્યાણ થઈ જાય.

૧ લો બ્રાહ્મણઃ—કેમ ન શીખવીએ? અમારા શાસ્ત્રનો સલોખ તો સાંભળો.

પર ગાડં પર હાડં પર વોકળં ખોકળં
ન ગડં આડં ડુંડં તે દે આડં ધડં

હિતેચ્છુઃ—અહાહા! જે બ્રહ્માના મુખ કહેવાતા તેમની વાણી તો સાંભળો!! અફસોસ! અફસોસ! મહારાજ! સંધ્યા-પૂજા કાંઈ કરો છો કે?!

ત્રીજો બ્રાહ્મણઃ—કેમ નહિ?! અમારા ગામમાં બાવાજી છે; તે રોજ સંધ્યો બાંધે છે, અને અમે તોઃ—

સંધ્યાપૂજા સાંતીડું, ને કોદાળી ખટકર્મ;
ઘેર હોય બે બળદીઆ, તો રહે બ્રાહ્મણનો ધર્મ.
વળી, ચુલામાંની રાખોડી, ને ગોળીમાંનું પાણી;
આડુ અવળું જોઈને બે લીસોટી તાણી.

મોદકાનંદજીઃ—અરે, પણ મારા પેટમાં ખૂબ ચૂંક આવે છે, અને જીવ પણ ગભરાય છે, કોઈ વૈદ્યને બોલાવો રે.........

૧ લો બ્રાહ્મણઃ—આ બોલાવું વૈદ્યને!

( વૈદ્ય આવે છે. ) ( નાડી તપાસે છે. )

વૈદ્યરાજ:—મહારાજ! અતિશય જમવાથી આપને અકળામણ થઈ છે ક્યો ! આ ચુરણુની ગોળી ખાઈ જાઓ એટલે મટી જશે.

મોહકાનંદજી:—અરે વૈદ્યરાજ! હું કાંઈ એવો મુરખો છું કે એટલું પેટ ખાલી રાખ્યું હશે ? ગોળીની જગા હોત તો કકડો લાડુ જ વધારે ખાત નહિ.

વૈદ્યરાજ:—જાઓ! મહારાજ! જાઓ! વહેલા ઘેર પહોંચી જાઓ! આપ એવું જમ્યા છો કે યજમાનજીનું સ્વર્ગનું ભાથું પહોં-ચાડવા માટે આપની જલદી તૈયારી થશે.

હિતેચ્છુ:—હે પ્રભુ! આ પણ વખતની બલિહારી!! વાલ્મીકિ, વસિષ્ઠ અને બ્રહ્મા જેવા વિદ્વાન્ ઋષિમુનિઓના આજના વંશજો વિદ્યાને વિસારી માત્ર જીભના સ્વાદ માટે રચ્યાપચ્યા બની ગયા છે! અફસોસ! અફસોસ! જે અન્નદાનની યોજના અસલ વિદ્યાર્થીઓના પોષણ અર્થે યોજાએલી તે યોજના આજ ઉલટી થઈ જઈ વિદ્યાને વિઘ્ન રૂપી થઈ પડી છે. જમસેદજી તાતા અને એન, કાર્નેગી ! જેવા દાનવીરોએ વિદ્યાવૃદ્ધિ માટે જે મોટી રકમો ખર્ચી છે, તેવડી મોટી રકમો એક રાતના વાળુમાં ને આળસ થતા જીભના સ્વાદને ઉત્તેજન આપવામાં ઉડી જાય છે. આજ ગામના એકેક રાતના વાળુમાંથી તો એક મોટી હાઇસ્કૂલ સ્થપાય.

દુનિયામાં જીવની મારામારી "સ્ટ્રગલ ઓફ લાઈફ" ચાલી રહી છે તેવા વખતમાં આપણે ઉંઘીશું તો દુનિયાના પડમાં આપણે કયાં હતા તેનો પત્તો નહિ લાગે માટે બંધુઓ જાગો! આંખ ઉઘાડો! અને મળેલી કેળવણીનો ઉપયોગ કરી માતૃભૂમિનો ઉદ્ધાર કરો.

લેખક—રા. મોહનલાલ મહાસુખરામ શાહ.

---

૧૧૪ ધો।૨૪ (૨૭) "બુદ્ધિ મહિમા." સાકી નાંખો.

# જાહેર ખબર.

1. ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ... ... ... ... ૦-૦-૬.
૨. મહીકાંઠા એજન્સિની સરળ ભૂગોળ ૦-૬-૦; પા. પુ. ૦-૮-૦
૩. મહીકાંઠા એજન્સિની સામાન્ય ભૂગોળ ત્રી. આ. ... ૦-૪-૦
૪. મહીકાંઠા એજન્સિનો રંગીન નકશો ૦-૨-૦; કપડાનો ૦-૩-૬
૫. ઈડર સંસ્થાનની સામાન્ય ભૂગોળ (ત્રી. આ.) ... ૦-૩-૦
૬. બાળગીત સંગ્રહ (પુષ્કળ વધારો સુધારાવાળી બી આ.) ૦-૧૦-૦

ઉપરનાં પુસ્તકો મહીકાંઠા અને ઈડર સ્ટેટમાં ઇનામ લાયબ્રેરી સારૂ; નં. ૩, ૫. નાં ડિરેકટર સા. બહાદુરે તથા કાઠિઆવાડ એજન્સિમાં લાયબ્રેરી માટે; અને નં ૬ કાઠિઆવાડ એજન્સિ, રાજકોટ, રાધનપુર, ગોંડળ અને જામનગર સ્ટેટોમાં ઇનામ માટે મંજુર થયાં છે.

૭. પાલણપુર એજન્સિની સામાન્ય ભૂગોળ ... ... ૦-૪-૬
૮. પાલણપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ (બી આ.) ૦-૩-૬
૯. રાધનપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ ... ... ૦-૧-૬

નં. ૭, ૮, ૯. કાઠિઆવાડ અને પાલણપુર એજન્સિ, પાલણપુર અને રાધનપુર સ્ટેટોમાં ઇનામ-લાયબ્રેરી માટે અને ઇલાકામાં લાયબ્રેરી માટે મંજુર.

૧૦ બાળ આંકપોથી:—બાળવર્ગ માટે સપ્રાયોગિક સચિત્ર સંખ્યા અને આંકના પાડા, સ્વાશ્રયથી બનાવે, શીખે, આનંદ અને ગમ્મત પડે, તેવા ઉત્તમ રચના કાઠિઆવાડ એજન્સિમાં ટેકસ્ટ,ઇનામ અને લાયબ્રેરી;પાલણપુર રાજકોટ, અને જામનગર સ્ટેટોમાં ઇનામ લાયબ્રેરી માટે મંજુર ૦-૨-૦

૧૧. સંવાદસંગ્રહ ભાગ ૧લો—શાળોપયોગી, રમુજી અને નીતિબોધક ૫૫ સંવાદો કાઠિઆવાડ, મહીકાંઠા, અને પાલણપુર એજન્સિમાં ઇનામ લાયબ્રેરી માટે મંજુર. પૃષ્ઠ ૩૫૦ પા. પું. રૂ ૨-૦-૦

૧૨ સંવાદ સંગ્રહ ભાગ ૨ જો, ૪૬ સંવાદો. રૂ ૧-૪-૦;પા પુ ૧-૮-૦

૧૩ સંવાદ સંગ્રહ—ભાગ ૩ જો, મોટું પુસ્તક તૈયાર થાય છે. થોડા વખતમાં છપાઈ બહાર પડશે. અગાઉથી ગ્રાહક થઈ નામ નોંધાવો.

૧૪ સંવાદમાળા મણકો ૧ લો. ત્રણ સંવાદો ... ૦-૨-૦
૧૫ ભૂગોળનો પદ્યપાઠ—( ધો. ૩ થી ૭ ) ... ૦-૩-૦
૧૬ ઇતિહાસનો પદ્યપાઠ—( છપાય છે ) ... ૦-૩-૦
૧૭ પશાકરી પૈરવ અને ભારતનું ગૌરવ (ત્રિઅંકી નાટક) ૧-૪-૦

મળવાનું ઠેકાણું:—ડભોડા; સાદરા. માણેકલાલ ભાઈચંદદાસ પૂંજાશાહ, શાહપુર, મહેચરદાસની પોળ—અમદાવાદ. બુકસેલર.